રા. રા. ચન્દ્રપ્રસાદ લીલાધરના ધર્મપત્નિ અ૦ સૌ૦
અ૦ હિંમતબાના સ્મરણાર્થે.

શ્રી

# જગદંબા પંચતિર્થી

## શ્રી સ્વધર્મ મંડળ.

## મણકો, ૫.

સંગ્રહ કર્તા

ભ૦ લીલાધર મણીધર.

ઠે૦ ભાજવાડા - વડોદરા.

છાપી પ્રસિદ્ધ કર્તા -

ચન્દ્રપ્રસાદ લીલાધર.

ઠે૦ ભાજવાડા - વડોદરા.

આવૃત્તિ ૧ — — પ્રત ૧૦૦૦

ન્યોછાવર ૦ - ૧—૦

ન્યોછાવરના પૈસા ખરચ બાદ કરતા "સ્વધર્મ મંગલીક મંડળ" ના ધાર્મિક ફંડમા વાપરવામાં આવશે.

શ્રી સ્વધર્મ મંડળનું સંવત ૧૯૬[illegible] [illegible]રવૈયું.

**જ**

૧૪—૮—૮ પાછલી સાલ શ્રીલક.
૧૦ ૯—૦ ઉચક બક્ષીસ ખાતે.
૨૫—૧૫—૦ લવાજમ ખાતે
૯-૦-૦ મંગળ દીવા ખાતે
૫—૦—૦ અમદાવાદ હવેલીની પોળ થાળ ખાતે.

૬૫—૧—૮

**ઉ**

૯—૦—૦ મંગળ દીવા આરાસુર ખાતે
૭—૮—૦ અમદાવાદ હવેલીની પોળ અંબાજી થાળ ખાતે
૦—૪—૦ પોસ્ટ ટીકીટ ખાતે
૧૭—૩—૩ આરાસુર અંબાજી
૨—૯—૦ અમદાવાદ હવેલીની પોળ ખાતેદીપમાળ.
૪—૨—૦ અમદાવાદ હવેલી પોળ અંબાજી રંગરીપેર ખાતે
૪—૦—૦ વડનગર હાટકેશ્વર ખાતે
૬—૮—૦ શંઘવી જાદવલાલ માધવલાલ ખાતે બાકી

૫૧—૧—૩
૧૪—૦—૫

૬૫—૧—૮

આ હીસાબ ચોપડી મુજબ બરાબર છે.
સ્યામલાલ રતનલાલ દીવેટીયા ઓડીટર.
સંઘવી લલુભાઈ પ્રાણનાથ કાયમ સેક્રેટરી.
ગોવીંદલાલ નાનાલાલ જોઈન્ટ સેક્રેટરી.

# આરાસુર અંબાજીની પંચતિર્થિ.

## નાગરોના શ્રાવણ વદી ૧૪ ના સંઘમાં પંચતિર્થિમાં નાના કવિનો ગવાતો ગરબો. (૧)

---

આઇ આશા પુરા મા અંબિકા. ટેક.

શેવો શેવો અબે આરાસુરી, માની ચાકરી ચોખ્ખી કરી;
માના દર્શનથી ચિંતા ટળી, આઈ આશા પુરો મા અબિકા.૧
પ્રથમ ગણપતિ દર્શન કીજીએ, રીધ્ધિ સિધ્ધિ માગીને લીજીએ,
માને મહોલે હાથા દીજીએ, આઈ આશા પુરો મા અબિકા.૨
માનુ ચાચર અતિ રળિયામણુ શોભા તે શી શી વર્ણવું;
માને દુર થકી દેખી નમુ, આઈ આશા પુરો મા અબિકા. ૩
વાવના તે નિરમળ નિર છે, ત્યા ચાચર ખેચર વિર છે;
ત્યા ભૈરવો રણ ધિર છે આઈ આશા પુરો મા અંબિકા ૪
માનુ માનસરોવર સારૂં છે, ત્યા અજાવે દર્શન જાવું છે,
માના સ્થાનકમા જાઈ ગાવુ છે, આઈ આશા પુરો મા અંબિકા
માના વાઘ ગૌધન સિહ ચરે, એક દિનમા તે રૂપ ત્રણ ધરે,
દુખીયાનુ દુઃખ સહેજે હરે, આઈ આશા પુરો મા અંબિકા.૬
માજી આરાસુરે વાસો વસે, માજી સિંહાસને બેઠી હશે.
માજી સેવકની વારે ધસે, આઈ આશા પુરો મા અબિકા ૭

સરસ્વતિમા જાઈ ને નાહીશુ, દેહ શુધ નિર્મળ થાઈશું;
બાવા કોટેશ્વરના ગુણ ગાઈશું, આઈ આશા પુરો મા અંબિકા.
વિશ્વંભરી વિશ્વેશ્વરી, માજી જાગતી જ્યોતિ ખરી;
માયે વિમળને કરૂણા કરી, આઈ આશા પુરો મા અંબિકા. ૯
ચાચરમા ફરી ગરબે રમે, ગરબે રમે તે માને ગમે;
માજી નાનો તે અબાને નમે; આઈ આશા પુરો મા અંબિકા. ૧૦

---

## શ્રી બહુચરાજીની પંચ તિર્થિ પ્રારંભ. [૨]

માજી તારૂં કારણ કળજુગ માહરે, બાળી બહુચરારે મ';
માજી તું મુડતા સાહે બાહરે, બાળી બહુચરારે મા;
માજી તું નિરમળ ગગા કાયરે, બાળી બહુચરારે મા,
માજી તુ આવી અમરત પાયરે, બાળી બહુચરારે મા. ટેક
સનખલપુર વાસો વસેરે મા, મધ ભરી મા મસ મસેરે મા,
મુખ જોવા મનડું ધસેરે મા, માજી તારૂ સુંદરવદન સોહ્યરે. બા
ગોખ જોખમા નીરખતાંરે મા, પારો પરતક્ષ પરખતારે મા;
અમૃત આંખજી વરસતાંરે મા, માજી મને કેમ તે વિસ ી જાયરે બા.
આદ્ય સ્થાનકે આવી નમેરે મા, મન અન્ય કાંઈ નવ ભમેરે મા;
ત્રણ તાપ તનના સમેરે મા, ર ા તું વેદ વાચક કહેવાયરે. બા.
માનસરોવર ઝીલ ારે મા, પાપ ગયાં પગ પીલતારે મા,
રોમ રોમ તન ખીલત ારે મા, મા તે કોમળ કીધી કાયરે. બા.
વાવ કુંડ નાહી વળ્યાંરે મા, કોટીક કર્મ કુડા બળ્યાં મા;

બહુચરમા પોતે મળ્યારે મા, માજી તારૂં સિદ્ધક્ષેત્ર મહિમાયરે બાં.
ચાચર ચાલીને આવતારે મા, સ્થાનકે શીશ નમાવતારે મા,
આપો મા મન ભાવતારે મા, માજી તું પુર્વજન્મની સાહરે. બા.
ગાન તાન ગરબે કરેરે મા, તાળી દઈ ચાચર ફરેરે મા;
ઊદ્દો ઊદ્દો મુખ ઓચરેરે મા, માતુ દોહલા વામે દુઃખરે. બા.
પુજા પુષ્પે સમર્પતા મા, પાન પ્રસાદે અર્પતારે મા;
ત્રુઠે ત્રિપુરા તર્પતારે મા, મા તે સોહલાં પામે સુખરે. બા.
પ્રદક્ષણા દે પ્રાતઃમારે મા, રાખે મન જુગ માતમાંરે મા;
ન આવે જમ જાતમારે મા, માતુ વિષમ વિઘન હરનારરે. બા.
નમણુ નર નારી ગ્રહીરે મા, ધરે શીશ જે જં કહીરે મા;
સકળ તીર્થ વળે અહીંરે મા, માતું કુરૂ ક્ષેત્ર કેદારરે. બા.
પચતિર્થિએ પુજતારે મા, અરૂણુ રૂદે પ્રગ ગુંજતારે મા;
સપશીવારે સહુ જતાંરે મા; મા તારૂ દઈવિત બધ્ય દરબારરે. બા.
યથાશક્તિ હવન કરેરે મા, બ્રહ્મ ભોજન ભાવે ખરેરે મા;
આધ શક્ત અભરે ભરેરે મા, માતુ આપે પદારથ ચારરે. બા.
અરચે તે અર્ધ નિશા વિખેરે મા, બહુચર મા લેખે લખેરે મા;
જસ આયુષ્ય આપે ચાખેરે મા, માવળી ધન દારા સંતાનરે. બા.
આરતી સમે લે વારણાંરે મા; વાંઝ બધાવે પારણાંરે મા;
દીધાં વસાવે બારણાં રે મા, મા તેને અવશાંને વિમાનરે. બા.
ઘંટા ઝૂહીને વગાડતારે મા, મહાડ માજીનો ગજાડતાંરે મા;
મુખડું જોઈ મન લાડતાંરે મા, માતુ નોધારા આધારરે. બા.

મ દક્ષણા ડેરે રહી- મા; કામ ક્રોધ મોહને દહીરે મા;
દાન પાત્ર દેવી લહીરે મા, માતુ પ્રત્યક્ષ દ્વિજ અવતારરે. બા.
પારે આવે જન પ્રેમશુ રે મા, વરસ શોક બધ નિમશુરે મા;
વામે દાન સુખ ખેમશુરે મા, મા વળી તું સંસારનું સારરે. બા.
વન તરૂવર શોભા ઘણીરે મા, જુવો જન જે જે ભણીરે મા,
માયા મંમાયા તણીરે મા, માતુ વ્યાપીક વિવિધ પ્રકારરે. બા.
મદ ભરા ગ્રગડા રમેરે મા, ઊઠી અરૂણ ઉદે સમેરે મા;
બહુચરી તું કહેતે ગમેરે મા, માનું પખી મુખ પરમાણરે. બા.
બહુચરમા બરદે ભરીરે મા, દોહલાં દાસ તણાં હરીરે મા;
નારી નર ક્ષણમા કરીરે મા, માતુ જાગ સચરાચર જાણરે. બા
ધારી ધ્યાન રૂદે ધરેરે મા, માના મન માહે મુદેરે મા;
લાગે ક્રમ તાણા ઉદેરે મા, મા તુ ભોળી ભવાંની માતરે. બા.
દેવી દેવ જાઈ તાડીરે મા, ત્રણ ભોવન તોલે નહીરે મા,
પ્રગટ પીઠ લહુ અહીરે મા, મા તારી નિપટ અટપટી વાતરે બા.
સુર તણી વહાર ચડીરે મા, જીત્યા તે ઘડી ઘડીરે મા,
મારયો મહિષાસુર વડીરે મા, તુ જુગતની પ્રતીપાળરે બા.
મરજે પાળેને સહુરેરે મા, આજ આધ અમ્રત ઝરેરે મા;
કોમ અગોચર શુ કરેરે મા, માતુ કાળ હરણ મહા કાળરે. બા.
નિરાધાર આધારમારે મા, જીવ સફળ અવતારમાંરે મા;
શક્તિ સકળ સંસારમાંરે મા, માતુ નર વર રાખણ નીરરે. બા.
સ્વર્ગ મૃત્યુ પાતાળમાંરે મા, બહુચર બહુ બળ બાળમારે મા,
મોડણ મહા મોજાળમારે મા, માજી તુ આપે અધીરને ધીરરે. બા.

નેહ નેણુ ભરી ન્યાળતાંરે મા, પલક પલક મન વાળતાંરે મા;
જન્મ મરણુ ભય ટાળતાંરે મા, મા તું અભેપદ દાતારરે. ,,
માગું મનમાની રળીરે મા, લાગુ પાએ લળી લળીરે મા,
પુરો આશા વળી વળીરે મા; માતું સેજ કારણુ ભવ પારરે. ,,
જન્મ સફળ કરો જાઈનેરે મા, જાવુ જુગમાં કમાનેરે મા;
ભાવ ધરી ભજો આઈનેરે મા, માતે નર નાવે ગર્ભવાસરે. બા.
કરજોડી કહુ કરગરીને મા, સાંભળજો સુખલપુરીરે મા;
વાંહ ધરો શીર બહુચરીરે મા, મા તારો વલભ દાસનો દાસરે. ,,

---

## અજાઈ માતાના મંદિર આગળ *કળસ મુકીને સૌ સઘ સાથે ગાવાનો અજાઈ માતાનો ગરબો [૩]

---

માનસરોવર તીરરેમાતા, અજાવડી કહુ ચેર મા,
તેનું દર્શન કીધે સહુકો સુખીયા થઈએર મા. ૧
અ મા ની જેવડી બેન તે, જઈ બેઠી વનમાયરે મા.
અજાવ્ય માને વૈભવ ન ગમે, અતિ આનંદ મનમાયરે મા. ૨
ચોસઠ જોગણી ડાબા જમણું, બેઠી માની પાસરે મા;
આધશક્તિ છે અજાવડી તે, પુર્ણ જોત પ્રકાશર મા. ૩
અજાવડી મા નિરલોભી છે, નહિ કોઈની પરભાયર મા;
જેને સેવે સંકટ નાચે, તેને સેવો નિત્યર મા. ૪

---

* આ કળસ મુકવાનું કામ અનદાવાદના સંઘવીનુ છે.

તલાવના જળ ભરી તુંબડા તે વાડીનાં ફુલરે મા;
કુમ કુમ અક્ષત લઈને પુજો, મહિમા અધિક અતુલરે મા.
અજાવ્ય પુંજ અંબા પરસન, તેમાં નહી સંદેહરે મા;
વાટ ઘાટમા સુખીયા રાખે, કોઈને નવ દે છેહરે મા; ૬
કર્મ કછોટો કર આયુધ લેઈ, બેઠા હરિત હુલ્લેરે મા;
નયણે માને અમિ ઝરે ને, નિર્ભે ભક્ત ભણીરે મા. ૭
અજાવ્ય તળેથી માટી ચોળે, સઘળા રોગ હણેર મા;
જનમ જનમના પ્રાશ્ચિત જાયે, વાણી વેદ ભણેરે મા. ૮
વહાબાવ્ય નહી પણ મારો પ્રત્યક્ષ, જાણે પુરી ત્રણ લોકરે મા,
એ બે બેનોમા ભેદ ગણે કોઈ, તેનુ જીવતર ફોગટરે મા. ૯
અજાવ્ય માનો ગરબો જે કોઈ, ગાયે ભાવ ધરીરે મા;
સુખ સંપત વહાલિવ સૌ પામી, ભવસાગર જાય તરીરે મા. ૧૦
સંવત સત્તર ચોરાશીના, ભાદરવા સુદ બીજરે મા;
રવીવારે એ પાય દલપત, ગાયે મનની રીઝેરે મા. ૧૧
મારી બુદ્ધિ પ્રમાણે બોલ્યું, અંબાના પરતાપરે મા,
સાંભળતાં સુખશાતા થાયે, જાયે તનના તાપરે મા; ૧૨

---

**અજાવ્ય માતાનો ગરબો ગઈ રહ્યા પછી માથે કળશ**

લેઈ ને નાચેના ગરબા ગાય છે.

ગરબો (૪)

પાતળીરે પુતળીરે, પાતળીડાની ડાળ, સરોવરીયા પાળ,
સુરનાગ બેઠા ભમીરે, કોઈ સીંચજોરે, સીંચજોરે, વાડીમાંની

વેલ, વાડીમાંની વેલ, સીંચજો વાડીમાંના કેવડારે, કાંઈ કેવડીયારે, કેવડીયારે, મારી અંબા માને ભેટ, પાઘડીએ રક્ષા કરોરે, કાંઈ પાઘડીએ રક્ષા કરોરે, નાનાં મોટાંને ખમા કરોરે. ૧

પાતળીરે, પુતળીરે, પાણીડાની હાર; સરોવરીયા પાળ, ઘરનાળે બેડા ભર્યા રે, કોઈ સીંચજોરે, સીંચજોરે, વાડીમાની વેલ, વાડીમાની વેલ, સીંચજો વાડીમાના મોગરારે, કાંઈ મોગરારે, મોગરારે મારી અંબા માને ભેટ, ઘાટડીએ રક્ષા કરોરે, નાના મોટાંને ખમા કરોરે. ૨

---

દેશી ફેર. (૫)

શીંગડું વાગેરે તમરીયું, જેનો શબ્દ ગયો આકાશ;
અંબા તારીરે પીપળીયે, બંધાવું ગવરી ગાય.
ગાય ચરને પાણી પીયે, મારી અંબા દુધડે ન્હાય,
અવામણનોરે ખીચડો, માડી સવા પાણીનું તેલ,
રમજો જમજોરે માવડીયો, ખેલાવજો આરો રાત;
શીંગડું વાગેરે તમરીયું, જેનો શબ્દ ગયો આકાશ.
અંબા તારીરે પીપળીયુ, બંધાવું ગવરી ગાય;
ગાય ચરીને પાણી પીયે, મારી અંબા દુધડે ન્હાય

ઉપરના ગરબા ગાઈ રહ્યા પછી કળસને માથે તેડીને માતાજીના ચાચરમાં પંચતિથિનો ગરબો ગાતાં ગાતાં આવવું.

ને તે ગરબો પુરો કરી રહ્યાપછી માથેથી કળસ ચાચરમા મુકી નીચેના ગરબા ગાવા.

---

## ગરબો. [૬]

અમે શ્રાવણ ફેરા આવનારા, અમે ભાવે પુજાપો લાવનારા,
અમે લાડુને ઘી જમનારા, અમે દુધપાક પુરીઓ જમનારા,
અમે પંચરાત્રી રહેનારા, અમે થતાક થેઈ થેઈ કરનારા.

દેશાં ફેર ફરતે ફરતે ગાવાનો ગરબો.

માજી આજનો દહાડો રહેવા દોની, મને ચાચરમાં રંભા દોની;
મને ઓટલાપર સુવા દોની, દીલ ખોલીને વાતો કહોની,
મારા તન મનની મા ગત લોની, સવારે ઉઠીને ચાલવું જો. ટેક
મારી મા ચાચરમાં વસે અંબા માતડી જો,
મારી મા હુવન કાજે દોવરાવો ગાવડી જો,
મારી મા ખીર ખાંડ સાથે ધુત લોની,
મને ચાચરમા રંભા દોની,
મારા તનમનની મા ગત લોની,
મને દીલ ખોલીને વાત કહોની,
મને ઓટલા પર સુવા દોની,
સવારે ઉઠીને ચાલવું જો
મારી મા ચાચરમા વસે તારા ભાવુડા જો,
મારી મા ચાચરમાં વસે તારાં મરગલાં જો;
મારી મા ડુંગર બેઠી અંબા ગરગડ્યાં જો,

માજી આજનો દહાડો રહેવાની, મને ચાચરમાં રંમવા દોની;
મારા તનમનની મા ગત લોની, મને દીલ ખોલીને વાત કોની;
મને ઓટલા પર સુવા દોની, સવારે ઉઠીને ચાલવું જો. ૨

વામે ગણુપતિને દક્ષિણે વેરાવડી જો,
મુકે નાનો મસ્તક તારી પાવડીજો,

માજી આજનો દહાડો રહેવા દોની, મને ચાચરમા રમવા દોની;
મારા તન મનની મા ગત લોની, મને દીલ ખોલીને વાત કોની;
મને ઓટલાપર સુવા દોની, સવારે ઉઠીને ચાલવું જો. ૩

ઉપર ગરબા ગાઈ રહ્યા પછી "સુલેન પાહિનો દેવી" એ મંત્ર પાંચવાર ભણીને કળસમાંથી માતાજીના શિખરે પાણી છાટવું, પછી સર્વ ગાનારાઓ ઉપર છાંટવું; માતાજીને દંડવત કરીને મુકામ ઉપર જવું. પછી માતાજીની પુજા કરવાનો, આરંભ કરવો, પછી થાળ આરતી કરી જમવું. આ જવાના પહેલા દિવસની વીધી છે. ગરબા વિદાયગીરીના ગાયા પછી બીજે દીવસે રંગીલો કરવો તે માતાજીના મંડપમાં પગથીયાં ધોઈ સ્વચ્છ કરી કંકુએ રંગવાં ને નીચે કળસ સ્થાપના વેદ મંત્રથી કરી પુન્યાવાચન વેદનુ કરવું, બાદ માતાજી પાસે જઈ કપાળે કંકુ પીળી આવવું. આ વિધીએ રંગીલો પુરો થયો. પછી રસ્તામા ભંડારા કરવા હોય તેણે કંકુ લેવું, માજીના દેરાની આગળ પાછળ હાથા દેવા. પછી કળસ વિસરજન કરીને માતાજીના શિખર ઉપર "સુલેનઃ પાહિનો દેવી" એ

મંત્ર ભણીને ઉદ્દા ઉદ્દા કહીને પાંચ વખત પાણી છાંટવું. પછી વરસુદીયાને છાટવું, માતાજીને નમસ્કાર કરીને વિદાયગીરીના ગરબા નીચે મુજબના સંઘ સાથે ગાયા પછી વિદાય થવુ.

---

## ગરબી (૭)

સાહ્ય કરો આરાસુરવાળી અંબિકા, મહેર કરો મતવાલી મુજપર માયજો; કામી ક્રોધી લંપટ છુ પણ તાહરો, વિપત પડે ત્યારે આનાની પત જાયજો; સા૦ ૧ સહુજપણામા વિમળ ને કરૂણા કરી, રંક હતો તેને કેવરાવ્યો રાયજો, હસ્તિ મોટા ઝુલે વિમળ આગણે, ભરીયા તેના અર્થ તણા ભંડારજો. સા૦ ૨ જપ તપ શેવા સ્મર્ણ કાંઈ કીધાં નથી. જાચક જનને દીધા નથી કાંઈ દાનજો; દુરબળ થઈને દરબારે આવી ચઢ્યા, બુદ્ધિ હીન છું મા આપો મુજને સાન જો. સા૦ ૩ પરદ્રોહી પરનિંદા મે તો બહુ કરી; પરનારી શું રમીઓ રંગ અપારજો પરધન હરવાને પ્રપંચ કર્યા ઘણા, ભરીયા છે કાંઈ કુકર્મના કોઠારજો. સા૦ ૪ હદ વળી અલબેલો હાવાં શું જુવો, દુઃખના ડુંગર વર્ષીઆ અપરંપારજો, કંઠ સમાણો કળી કાળે મુજને ગળ્યો, બાહ્ય ગ્રહીને કાઢો મુજને બહારજો. સા૦ ૫ તું દાતા ભક્તા દેવી જાણુ અમો, ભગવતી ભાગવતે વેદ કરે વખાણજો; નિજ હુકમ વિના પવને પત્ર હાલે નહિ, શાસ્ત્ર પુરાણમાં વ્યાસે કર્યું પ્રમાણજો સા૦ ૬ માહારે એક ભરોસો તારા નામનો

૫૨૮૦ ૧૧

ઘટ ઘટ વ્યાપી શક્તિ ઠામો ઠામજો; બિરદાળી છો માટે બિરદ વિચારશો, સમર્યાં કરશો સેવક જનનાં કામજો. સા૦ ૭ અવસર ચુકે અર્થ સરે નહિ માહુરો, વિલંબ કર્યાં થકી વણશી જાશે કામ જો; માની લેજો મોતી રંકની વિનતી, જેવા તેવા ઘરનો જાણી ગુલામજો. સા૦ ૮

---

ગરબો—દાણુ માગેરે દાણુ માગે એ રાગ [૮]

અંબા દેવી અંબા રે દેવી અંબા, આવ્યો ચાચર રમવા રે,
દેવી અંબા. ઘીને લાડુ જમવા રે દેવી અંબા. ટેક
આદ્ય સ્વરૂપ અદભુત છબી ન્યારી, રૂપે સ્વરૂપે ગુણ ભંડારે. દેવી.૧
સેંથે ફુલી મા લીલાવટ ટીલડી, નાકે વેસર પાગે નેપુર ઝુંબારે. દે.
મહિશાસુરનુ નામજ ખોયુ, માર્યો તે શુંભ નિશુંભારે. દેવી
જેને માથે માથે તું છે અંબા, જાગ રૂઠયો તો કીવારે. દેવી
ધન માહેરી અંબા ને ધન્ય માના સ્થંભા ધન્ય હરજીવન લંબારે
દેવી.

---

ગરબો [૯]

રંગ તાળી રંગ તાળીરે, રંગમા રંગતાળી,
માંહે અત્રીબત્રીશી જાળીરે, રંગમા,
માથે કંનકનો ગરબો કીધોરે રંગમાં ,,
માથે રત્નનો દીવડો લીધોરે, ,,
માની ઓઢણી કસુંબા ચોળેરે રંગમાં ,,

મા ફૂરે કંકુડા ઘોળેરે, ,,
માંહિ નાના તે વિધની ભાતરે રંગમાં, ,,
ભટવલ્લભને જોયાની ઘણી ખાંતરે, ,,

---

## ગરબી (૧૦)

નાગર નમન કરે, અંબા તારા વિશ્વ બધે ગાજેરે. નાગર. ટે'
નારાયણી નામ તારૂં જાણી, આવીને લાગે છે પાયેરે. ,,
નમી નમી નૃત્ય કરે રંગમા, આવે સહુ સાથે સર્વ સઘમાંરે,
રમી રમી ગાતા ફૂરે પારે, નર નારીયો ગુણ માના ગાતારે. ,
જમી જમી પારે બાલાજી ફૂરે, આરાસુર આવીને નાચ કરે. ,

---

## વિદાયગીરીની છેવટની વિનંતીની ગરબી. (૧૧)

હમે હમારે ઘેર જઈએરે ભાઈ રામ રામ છે. એ રાગ.
હમે હમારે ઘેર જઈએ મા જે અંબે
આ બોલ્યું ચાલ્યું માફ, ,,
શેવક જન પ્રતીપાળ છો, ,,
આ દુશમનનાં છો કાળ, ,,
તમે છો અકળ સ્વરૂપરે, ,,
ચાચરમાં દીસો ભુપ, ,,
કરજોડી કરૂં વિનતી, ,,

થઈ મારી સારી મની, ,,
આ સકળસભા ત્રોળે મળ્યું, ,,
રક્ષા કરો મનડું કર્યું, ,,
માજીને ચરણે હું નમુ, ,,
મંડપમા આવીને રમુ, ,,
સુખી થયો દીન રાત; ,,
આ ચરણે રાખો જાત, ,,
પંચતારીઓ હરખે કરો, ,,
તે ાાડ લડાવ્યાં મન ધરી, ,,
ગરબે રમવા નીસર્યા, ,,
શાક હમારા વિસર્યા, ,,
દુઃખીયાના સુખીયા થયા, ,,
આ પાપ સઘળા પ્રરી થયા, ,,
સીંહાસન શૌભે ગણુ, ,,
તેજ છે ત્રીભોવન તણુ, ,,
અંબા સકળ સ્વરૂપ, ,,
તારૂ હાસે આનંદ રૂપ, ,,
સણગાર અંગે ઓપતા, ,,
ઘરેણાં અંગે રોપતા, ,,

કહેતાં ન આવે પારરે, ,,
તત્વ દેવી તું સાર, ,,
કુંકુના હાથ શીર છે, ,,
જમવાને પુરી ખીર છે, ,,
રંગીલો ચાચરમા કર્યો, ,,
શેવકને શીર કર ધર્યો, ,,
આજ્ઞા લીધી અજાઈની, ,,
રજા લીધી મમ માઈની, ,,
લઈ ચાલ્યા કર લાકડી, ,,
નમી દાંતાની પળ્યા વાટડી. ,,
નાગરો મુખથી ગાય છે, ,,
શીખ લઈ નાગર સૌ જાય છે, ,,

---

આ પ્રમાણે વશપરંપરાથી શ્રાવણ માસમાં વિધી સહીત પુજા કરવાનો નાગરોનો પ્રથમ રીવાજ છે. ત્યાર બાદ નાગરી સંઘ માતાજીનાં દર્શન કરી ખરેડી ઉતરી જાય છે. ત્યાંથી કેટલાક વડનગર ઇષ્ટ દાદાને ત્યા જાય છે. ને ત્યાં કાલોલના દેસાઈ વડનગરા નાગર કુંવરજીનો ભંડારો જમે છે. ને ઇષ્ટ દાદા હાટકેશ્વરની આરતી પુજન કરી અમદાવાદ આવે છે.

---

# શ્રી આરાસુર અંબાજી જાત્રાળુનો ભોમિઓ.

શ્રાવણ વદી ૧૪ નો નાગરી સંઘ દેશપરદેશના નાગંગ અમદાવાદ શ્રાવણ વદી ૧૧ લગી આવી ભરાય છે. તે દીવસે શ્રી સ્વધર્મ મંડળનો એક રાયપુર હવેલીની પોળ અમદાવાદમા શ્રી અંબાજી માતાનો વિદાયગીરીનો ઉત્સવ ઉજવે છે ને ત્યાં પુજન ગરબા બેઠક તથા થાળ અનુકુળતા મુજબ મંડળના નિત્ય નિયમાનુસાર કરે છે. તે સમયે દર્શનાર્થે આવનાર ભાવિકજનોને મંડળના સર્વે સભાસદો સારો સતકાર કરે છે. ને સઘ શ્રાવણ વદી ૧૩ મોડામા મોડો અમદાવાદથી નોકળે છે ને ખરેડી જાયછે. તે દીવસે અમદાવાદના શંઘવી શા કરસાલ ડાહ્યાભાઈ તથા અધ્યારૂ માધવલાલ પરભુલાલ જે હવનનો સાહીત્ય તથા માતાજીની થાળ પ્રસાદી તથા વાસણોની તૈયારી કરવા સાથે લઈ જાય છે. તે પ્રથમ જાય છે. ને જાત્રાળુ ને સુખરૂપ દાણુ વીગેરેનો બંદોબસ્ત ખરેડી શઘવી જાદવલાલ માધવલાલ પેટલાદનાની સાથે કરે છે. અમદાવાદ જે નાગરભાઈઓ થાળ, (મંગળ દીવા,) રંગીલા, તથા પુજનમા મદદ આપેછે. તે શ્રી સ્વધર્મ મંડળ મારફત ભેગી કરવામાં આવે છે. તે તે ગૃહસ્થોના નામ નીચે મુજબ છે. તેનાં નોંધ. (રૂપીયાની વીગત.)

| રૂ.રકમ | નામ | મંગળ બાબતો. | | | |
|---|---|---|---|---|---|
| | | થાળ. | દીવો. | રંગીલો. | પુજન |
| ૫. | રા.બા. છોટાભાઈ બાપાભાઈ તરફથી રણજીતભાઈ | ૨ | ૧ | ૧ | ૧ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨. રા.બા. શંભુપ્રસાદ લક્ષ્મીપ્રસાદ | ૦ | ૨ | ૦ | ૦ |
| ૨. દિ. બા. ચુનીલાલ સારાભાઈ | ૦ | ૨ | ૦ | ૦ |
| ૧. રા. બા. લ[illegible]કરાય વ્રજરાય | ૦ | ૧ | ૦ | ૦ |
| ૧. રા. રા. નટવરલાલ કાજીભાઈ તરફથી કરણલાલ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૧. મજમુનદાર પરભુલાલ મંગળલાલ તરફથી ગોપાળભાઈ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૧. સદાશંકર પ્રભાશંકર | ૦ | ૧ | ૦ | ૦ |
| ૧ ગોવિંદભાઈ રણછોડભાઈ પટવારી | ૦ | ૧ | ૦ | ૦ |
| ૧ પંડ્યા મોહનલાલ હરીલાલ | ૦॥ | ૦॥ | | |
| ૧ શંભુપ્રસાદ લક્ષ્મીપ્રસાદ | ૧ | | | |

આશા છે ઉપરના ગૃહસ્થો તેમજ ધાર્મીક નાગર જનો પોતાની યથાશક્તિ આ કાર્યમાં યોગ મદદ કરશેજ માતાજીના ચાચરમાં આવેલા માંડવો દુરસ્ત કરાવવાને તેના [illegible]શાજીની યાદગીરી માટે ધ્યાનમાં લેશે. આ મદદ ઉઘરાવી 'નાગરી [illegible]' ખરડી જાય છે. તેમા એક માણસને નીચે મુજબ ખરચ આવે છે. તેની વીગત.

| | રૂ. | આ | પા. | |
|---|---|---|---|---|
| અમદાવાદથી થર્ડ કલાસ ટીકીટ ૧ | ૨ | ૩ | ૦ | |
| ખેરેડીથી, આરાસુર બેલગાડી | ૧ | ૧૨ | ૦ | ભાર |
| ” ” ઘોડાના | ૧ | ૧૧ | ૦ | દીઠ |
| ” ” મજુર | | ૧૨ | ૬ | મણ |
| ” શીરોહી હદની ચોકીના | | ૩ | ૯ | |

ઉપર મુજબનું ખર્ચ શીરોહી દરબારની હદ સુધીનું છે. સુર પગલેથી આરાસુરનું જે ખર્ચ આવે છે તેની હકિકત આવતા ૬ ઠ્ઠા મણકામા આવશે આ હકીકત એક જાણીએ લખી મોકલીછે.

શા ઘવી લલ્લુભાઈ પ્રાણનાથ.

## શ્રાવણ વદી ૧૪ ના નાગરી શંઘમાં છએ નાગરોનું દાણ દાંતાના મહારાણા શ્રી ૧૦૮ દરબારશ્રીએ હરનીશનું માફ કરેલ છે ?

સર્વે નાગરભાઈઓ જેવા કે:—વડનગરા, વિસનગરા, સાઠોદરા, પ્રશ્નોરા, ચિત્રોડા, કૃષ્નોરાને જણાવવાને અત્યંત આનંદ થાય છે, કે દાંતા દરબાર મહારાણાશ્રી ૧૦૮ એમણે દર વરસે શ્રાવણવદી ૧૪ના નાગરી શંઘમા આવનારાં નાગરી કુટુંબનું દાણ હરનીશ ઉપર જણાવેલી તીથીએ આવનારનુંજ માફ કરેલુ છે. તેથી મહારાણાશ્રીના આપણે આભારી છીએ. માટે તે તીથી ઉપર સર્વે નાગર કુટુંબોએ દર વરસે આપણી શ્રીઅંબામાતા અંબાજીમા શ્રાવણ વદી ૧૪ના હવનના દર્શનાર્થે અવશ્ય પધારવુ ખાસ જરૂરનુ છે.

---

## પુસ્તંક મળવાનું ઠેકાણું.

વડોદરા. પ્રસીદ્ધ કર્તા પાસેથી.

અમદાવાદ શ્રીસ્વધર્મમંડળ સેક્રેટરીઓ. ઠે૦નાગરવિજય ઓફીસ.

આરાસુર અંબાજી. શ્રાવણ નાગરી સંઘમા રાવ બા.

છોટાભાઈ બાપાભાઈના નાગરી

મહાડમા.

ભાદરવો આસોના સંઘમાં ટેલ ભટ મણીલાલ રાજારામ

પાસેથી રોકડી કીમતે મળશે.

